# મોન્ટીસોરી પદ્ધતિ ખર્ચાળ છે ?

લેખક :
ગિજુભાઈ

પ્રકાશક :
ગિજુભાઇ અને તારાબેન
મંત્રીઓ - મોન્ટીસોરી સંઘ
દક્ષિણામૂર્તિ બાલમંદિર, ભાવનગર

# મોન્ટીસોરી પદ્ધતિ ખર્ચાળ છે?

**મોન્ટીસોરી** પદ્ધતિનો વ્યવહાર કરતી વખતે એક એવો સવાલ આવે છે કે આ પદ્ધતિ જેવી ખર્ચાળ પદ્ધતિ આપણા ગરીબ દેશમાં ચલાવવી યોગ્ય છે?

આ પ્રશ્નમાં બે વસ્તુઓ સ્વીકારી લેવામાં આવી છે. એક મોન્ટીસોરી પદ્ધતિ ખર્ચાળ છે અને બીજું આપણો દેશ ગરીબ છે. ખરી રીતે આ બન્ને સ્વીકૃત વિચારોમાં હકીકત શું છે અને એની પાછળની વિચારસરણી તંદુરસ્ત છે કે કેમ તે તપાસવાની જરૂર છે.

જેમ કેટલાએક માણસો ધારે છે કે મોન્ટીસોરી સ્વાતંત્ર્ય જોખમકારક છે, અને એમ ધારી પૂછે છે કે મોન્ટીસોરી બાળકને સ્વાતંત્ર્ય આપવાથી તે ઉદ્ધત તો નહિ થઈ જાય? તેમ જ કેટલાએક એવું ધારીને જ બેઠા છે કે મોન્ટીસોરી પદ્ધતિ ખર્ચાળ છે. એમ

ધારવાનું કારણ તો તેમણે જોએલી એકાદ અહીંની કે પરદેશની શાળા હોય કે જે તેમને બહુ ખર્ચાળ લાગી હોય.

દાખલા તરીકે અહીંના જ બાલમંદિર સામે આંગળી ચીંધીને કોઇ કહી શકે કે આવું મોટું મકાન, સુંદર ચિત્રો, જાજમો, પડદાઓ, દિલરૂબા, કાચના પ્યાલાઓ, ઘોડાગાડીમાં જવા આવવાનું, નાસ્તાઓ, કલામંદિર વગેરે વગેરે એવું એવું છે કે જેનો પાછળ ઘણા બધા પૈસાનો ખર્ચ થયો છે. અને આટલો મોટો ખર્ચ દેશની ગરીબીને છાજે કે પાલવે નહિ.

આમ ઉપર પ્રમાણે કહેનાર વર્ગ ખરી રીતે ખર્ચના પ્રશ્નમાં ઊંડો વિચાર કરેલો હોતો નથી એમ ઘણે ભાગે હોય છે. મોટું મકાન સામે દેખાય એટલે એકદમ થાય કે એ પ્રાથમિક શાળાની દરજ્જાની શાળાને રૂા. ૨૩૦૦૦)નું મકાન! ગાડીઘોડામાં આવવા જવાનું! જોનાર મનમાં નિશ્ચિત વિચાર બાંધે છે કે આ પદ્ધતિ બહુ જ ખર્ચાળ દેખાય છે.

મોન્ટીસોરી પદ્ધતિ ખર્ચાળ છે કે નહિ તેનો નિર્ણય ભાવનગરના શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિરનાં ખર્ચના આંકડા ઉપરથી ન જ થઇ શકે. એ માટે તો મોન્ટીસોરી પદ્ધતિનાં એવાં કયાં કયાં સાધનો છે કે જે વસાવ્યા વિના ન જ ચાલે અને એ વસાવવા ખર્ચ કેટલો થાય છે તે જોવું જોઇએ. વળી મોન્ટીસોરી

પદ્ધતિને સફળ કરવા માટે કેટલું અને કેવું વાતાવરણ અનિવાર્યપણે આવશ્યક છે અને તેનો ખર્ચ કેટલો આવે તે પણ નક્કી કરવું જોઇએ. આ ઉપરાંત મોન્ટીસોરી પદ્ધતિના શિક્ષકો વગેરેનું શું ખર્ચ આવે તે પણ જાણવું જોઇએ. આ આંકડાઓ ઉપરથી આપણે સાધારણ રીતે એક મોન્ટીસોરી શાળાનો ખર્ચ કેટલો થાય તે જાણીને તે આપણને પોશાય કે નહિ તે વિચારીએ.

અહીંના બાલમંદિરને જોઇને લોકો ભડકી જાય છે. એના ખર્ચને જરા તપાસીએ. આ બાલમંદિર મુખ્યતઃ પ્રયોગમંદિર છે. મોન્ટીસોરી પદ્ધતિ આપણા દેશમાં લાગુ પડે કે નહિ અને પડે તો કેવા સ્વરૂપમાં પડે તેનો વિચાર અને અખતરા બાલમંદિર કરે છે. આ પદ્ધતિના સ્વાતંત્ર્ય અને સ્વયંસ્ફૂર્તિના સિદ્ધાંતોને બરાબર કેમ અમલમાં મૂકાય, તેમ કરવા માટે યોગ્ય વાતાવરણ કેમ ઉભું થાય, આખું શિક્ષણ સ્વયંપ્રયત્નથી ચાલે તે માટે ભાષા, ચિત્ર વગેરે વિષયોમાં બાળકો માટે કેવાં દેશી સાહિત્યો જોઇએ તે બધું અનુભવ ઉપરથી નક્કી કરે છે. આવા અખતરા કરવામાં વખત અને દ્રવ્ય બન્ને જોઇએ જ. આપણે ત્યાં રેતીયા અક્ષર બનાવી લેવા માટે બે પાંચ નિષ્ફળ પ્રયત્નો પણ કરવા જ પડયા છે. બંધબેસતી વાચન-પોથીઓ, પોષક ચિત્રો વગેરે તેમ જ બેસણાં, લૂછણાં,

ખાવાનાં વાસણો વગેરે ઉપસ્કર યોગ્ય તરીકે મંજુર કરતાં પહેલાં કેટલુંક ફેંકી દેવું પડયું છે, સાહિત્ય પાછળ કેટલુંએક ખરચેલ દ્રવ્ય નકામું ગયું છે તો કેટલુંએક સાહિત્ય કોઇએ હાથ ન ઝાલ્યું માટે નકામું પડયું છે. નવી પદ્ધતિને આપણા વાતાવરણમાં પોષવી એટલે તો જૂદાં જૂદાં ખાતરપાણીનો વપરાશ કરી જોવો જોઇએ. કેટલીએક બાબતમાં ને ખાસ કરીને વાતાવરણની બાબતમાં અને સાધનોની બાબતમાં પ્રયોગો કર્યે જ છૂટકો, અને તેને લીધે જે ખર્ચ થાય તે યોગ્ય જ ગણાય. પણ તેનો અર્થ એવો નથી કે મોન્ટીસોરી શાળા કાયમને માટે ઉક્ત અર્થમાં પ્રયોગશાળા જ રહેવી જોઇએ અને કાયમ તેને માટે ખર્ચ ચલાવવી જોઇએ. જે જે વસ્તુઓ પ્રયોગશાળામાં સિદ્ધ થઈ જાય તેની પાછળનો ખર્ચ તો ઉલટો ઘટવો જ જોઇએ. પછીથી એ વસ્તુ એટલી સસ્તી પડવી જોઇએ કે તેમાંથી આગળ કરેલા ખર્ચનું વળતર વળી રહેવું જોઇએ.

બાલમંદિરે અત્યાર સુધીમાં ખર્ચ કરીને કેટલીએક બાબતમાં ભવિષ્યમાં થનાર ખર્ચ બચાવ્યો છે. બાળકો ઘોડાગાડીમાં આવે છે તે કાંઇ મોન્ટીસોરી પદ્ધતિનું ખર્ચ ન ગણાય. એ ખર્ચ અહીંની વિશિષ્ટ પરિસ્થિતિનું ગણાય. અહીં સુંદર ચિત્રો છે, કલામંદિર છે, તેનું ખર્ચ પણ કાંઈ મોન્ટીસોરી પદ્ધતિને નામે ન લખાય. એમ તો સુંદર, કલાપોષક, પ્રાણદાયક

ને જીવનપ્રેરક વાતાવરણની પાછળ લાખો રૂપિયા પણ ખર્ચી શકાય અને ન મળે તો એક પૈસા વિના પણ ચલવી લેવાય. ગામડાની શાળા સૂર્યોદય અને સૂર્યાસ્તનાં જીવન્ત ચિત્રોથી જે લાભ ઉઠાવી શકે તે લાભ શહેરોની વચ્ચે આવેલી શાળાઓ કે જ્યાં સૂર્યોદય સૂર્યાસ્ત માટે ચિત્રોનું જ શરણ લેવું પડે તે હજારો રૂપિયા ખર્ચે તો પણ ન ઉઠાવી શકે, ને છતાં ચિત્રો માટેનો તેટલો બધો ખર્ચ યોગ્ય જ ગણાય. એવું સાહિત્ય કેળવણી આપનારૂં અને જરૂરનું હોઈ, જેના વિના ચલવી ન લેવાય એવું ગણાય. એની અતિશયતા નુકશાન કરે–અજીર્ણ કરે–પણ એની સમૃદ્ધિની સામે ન થવાય. બાલમંદિરમાં એવી સમૃદ્ધિ ઇશ્વરેચ્છાથી આવી મળે તો તેથી મોન્ટીસોરી શાળાને માટે ફાયદારૂપ નથી થતી. તે આદર્શરૂપ ભલે થાય.

હવે આપણે મોન્ટીસોરી શાળાનો અનિવાર્ય ખર્ચ વિચારીએ. વિશાળ મકાન, (બાદશાહી હોય કે સાદા ગારાનું હોય) હવા અને પ્રકાશવાળું અને હરવા ફરવાની છૂટવાળું મકાન, બને તો શહેરની બદી અને ઘોંઘાટ વગેરેથી મુક્ત. આટલાં વાનાં કોઇ પણ શાળાએ ગમે તેટલું મૂલ્ય આપી ખરીદવાં જ જોઇએ. બાળકોને ભવિષ્યના રોગમાંથી–ખાસ કરીને ક્ષયના રોગમાંથી–બચાવવાં હોય તો શાળા કે જ્યાં તેઓ જીવનનો

અગત્યનો ભાગ રહે છે તે ઉત્તમોત્તમ સ્થળ જોઈએ. જ્યાં સંખ્યાબંધ બાળકો એકઠાં થાય અને તે પણ ભિન્નભિન્ન શરીરપ્રકૃતિનાં, ત્યાં વાતાવરણની સ્વચ્છતા પ્રથમ આવશ્યકતા છે. ઉપરાંત મોન્ટીસોરી શાળા બાળકોને શરીરનું અને મનનું સ્વાતંત્ર્ય આપે છે. શરીરને ખૂબ હરવા ફરવાની જે શાળા છૂટ આપી શકે નહિ તેને માનસિક સ્વાતંત્ર્યની વાતો કરવાનો અધિકાર રહે જ નહિ. પશ્ચિમના લોકો ભાવિ શાળાઓ વિષે એવો વિચાર કરી રહ્યા છે કે બાળકોને આપણાથી બચાવવા–આપણી બદીથી સંરક્ષવા–તેમને બને તેટલાં આપણાથી દૂર રાખવાં, તેમની નિશાળો કુદરત વચ્ચે, પ્રાણદાયક નિસર્ગનાં બળો વચ્ચે, શાન્તિ અને નિર્દોષતા વચ્ચે રાખવી જોઇએ. આપણો જૂનો આદર્શ પણ આવો જ હતો એમ કહેવાય છે, આશ્રમોની કલ્પના આને મળતી છે. ટુંકમાં મોન્ટીસોરી પદ્ધતિ સાદું છતાં વિશાળ અને એકાન્ત મકાન માગે છે. એની ઓશરીઓ આરસની હોય તો વાંધો નહિ, ગાર કરેલી હોય તો પણ તે એટલી જ સુંદર છે. માથે વિલાયતી નળિયાં હોય તો પણ ઠીક ને ઘાસનું છજું હોય તો પણ ઠીક. આ માટે ઘટતો ખર્ચ કરવો જ પડે. આમાં ચાલે જ નહિ.

હવે લઇએ વાતાવરણનો પ્રશ્ન. વાતાવરણમાં ગોળ નાખો તેટલું ગળ્યું થાય. સર્જનને પોષે તેવું વાતાવરણ

કંઇ પૈસાથી જ થાય એમ નથી. કોઇ પણ મોન્ટીસોરી શાળાને ચીની ફુલદાનીઓ વિના ચાલે જ નહિ, ત્યાં તો આરસનાં બસ્ટો જોઈએ, ત્યાં તો પિત્તળનાં વાસણોમાં ખાવું જોઇએ, ત્યાંની જાજમો માટે સુંદર ગાલીચા જોઇએ એમ કોઇ માને તો તે ભૂલભર્યું છે ફુલદાનીઓ લોટકામાં પણ થાય રામપાતરમાં કે તાજાં લીલાં પાંદડાંમાં બપોરનું ખાવાનું ખવાય. આસપાસનાં ઝાડોનાં પાંદડાં અને વનફુલોથી શાળાને રોજ ને રોજ શણગારી શકાય ને કલામંદિરમાં શંખલાં છીપલાં પીંછાં લીંડીઓ જાતજાતના રંગબેરંગી પત્થરો, કુંભારનાં ભાતભાતનાં ઠામ, વાઘરીની એંઢોણીઓ, વાંસની લાકડીઓ, ચાકળા–ચંદરવા, આપણાં પંચપાત્ર, તરભાણાં, કાંસાનાં તાંસળાં ને એવું એવું ઘણું ઘણું વિના મૂલ્યનું કે થોડાં કિંમતનું મૂકી શકાય. એથી કલાયુક્ત વાતાવરણનું રહસ્ય જાણનારો શિક્ષક એક વાર તો વગર પૈસે સુંદર વાતાવરણ રચી શકે ખરો. સારાંશ એટલો જ કે મોન્ટીસોરી શાળા વાતાવરણને કારણે મોંઘી જ બની જાય છે, બની જવી જોઇએ–એ માન્યતા ભૂલ ભરેલી છે.

હવે મોન્ટીસોરી પદ્ધતિનાં સાહિત્યોનો વિચાર કરીએ.

મોન્ટીસોરી પદ્ધતિનાં શાળાના બે વિભાગ છે: પ્રાથમિક અને આગળનો. પ્રાથમિક વિભાગ ૩ થી

૭ વર્ષ માટે અને આગળનો ૭ થી ૧૧ વર્ષનાં બાળકો માટે છે. આમાંનો પ્રાથમિક વિભાગ દેશ પરદેશમાં વધારે પ્રચાર પામ્યો છે, આગળનો વિભાગ ધીરે ધીરે આગળ વધતો જાય છે અહીંના બાલમંદિરમાં આગળનો વિભાગ પણ ઘણીખરી બાબતોમાં ચાલે છે.

બધાં સાહિત્યો પરદેશથી જ મંગાવીએ તો પ્રાઇસલીસ્ટ જોતાં પ્રાથમિક વિભાગનો ખર્ચ આશરે રૂ. ૧૮૮) આવે છે અને આગળના વિભાગનો ખર્ચ રૂ. ૧૩૦૦) આવે છે.

પ્રાથમિક વિભાગમાં મુખ્ત: ઇંદ્રિયકેળવણીનાં અને અક્ષર ને ગણિતશિક્ષણનાં સાહિત્યો છે. આગળના વિભાગમાં ગણિત, ભૂમિતિ, વ્યાકરણ ને સંગીતનાં સાહિત્યો છે. દરેક સાહિત્યની કિંમત અનુક્રમે આ પ્રમાણે છે:—

(૧) પ્રાથમિક વિભાગ:—

ઇંદ્રિયકેળવણી:—રૂ. ૧૩૫–૦–૦

ગણિતશિક્ષણ }
અક્ષરશિક્ષણ } :—રૂ. ૫૩–૦–૦

(૨) આગળનો વિભાગ:—

ગણિત:—રૂ. ૧૦૬–૦–૦ વ્યાકરણ:–૧૮૨–૦–૦

ભૂમિતિ:–રૂ. ૭૧૭–૦–૦ સંગીત:—૨૯૬–૦–૦

આ સાહિત્યોને વિલાયતથી અહીં મંગાવતાં દરિયાનો, એજન્ટનો, બેંકની દલાલીનો વગેરે ખર્ચ પડે છે, તે ઉપરાંત ૪૫ ટકા જકાત એ વધારામાં છે.

હવે આ આંકડાઓને તપાસીએ. જો કે શાળાને પ્રાથમિક કામ જ કરવું હોય—અને એ જ કામ અત્યારે આગળ વધારવાની જરૂર છે—તેને માત્ર ઈંદ્રિયોની કેળવણીનાં સાહિત્યો ઉપર જ પૈસા ખર્ચવા પડે તેમ છે. અક્ષરો વગેરે તો અહીં બનાવી લેવું પડે, કારણકે અંગ્રેજી અક્ષરો કે અંક અહીં ન ચાલે.

આ સાધનોમાંનાં જેટલાં સાહિત્યો અહીં બનાવી લેવાય તેટલાં જો બનાવી લઇએ તો આના ચોથા ભાગનો ખર્ચ આવે. બાલમંદિરે કેટલાંએક સાધનો જાતે જ બનાવ્યાં છે—દટ્ટા, સીડી, ટાવર, ફ્રેમો, અક્ષરો, અંકો વગેરે. ભાઇ વૈષ્ણવ વઢવાણ રાષ્ટ્રીય શાળામાં રંગની પેટી અને ૭ ખાનાંની ભૌમિતિક પેટી બનાવવાનો પ્રયત્ન કરે છે. તેમણે વજનની પેટીઓ તો બનાવી પણ છે. જ્યારે આપણે બધો પ્રાથમિક સામાન અહીં જ બનાવીશું ત્યારે તેનો ખર્ચ છેક જૂજ આવશે. એક દાખલો બસ થશે. વિલાયતની રંગની પેટીની કિંમત રૂા. ૧૫) આવે છે, જ્યારે ભાઇ વૈષ્ણવ બનાવે છે તે પેટીની કિંમત રૂા. ૭/૮ થવા જાય છે, છતાં તે પેટી કોઈ રીતે વિલાયતની પેટીથી ઉતરતી નથી.

આગળની શાળાનું ખર્ચ થાય છે તેમાંથી ભાષાના સાહિત્યનું ખર્ચ તો અહીં જ કરી લેવું પડે. જ્યારે બાકીનું અહીં ન બનાવીએ ત્યાં સુધી ત્યાંથી જ લેવું પડે. તે જરા મોંઘું છે, પણ જો અહીં બનાવવા માંડીએ તો તેમાં એવું કશું નથી કે જે બની ન શકે. અહીં બનાવીએ તો વિલાયતના લોકોનો જે ખર્ચ સાહિત્ય ઉપર ચડે છે તે ન ચડે, ને આપણો કારીગર વર્ગ કમાય.

આમ અહીં બનાવતાં સાધનો સસ્તાં પડે છતાં કહેવામાં આવશે કે એટલેય ખર્ચ કરવો આપણને પોષાય તેમ નથી; એ ખર્ચ પણ વધારે પડતો છે; અત્યારની ચાલતી શાળાઓની સાથે સરખાવતાં તે વધારે પડતો છે; દેશની સામે જોતાં તે વધારે પડતો છે; નાનાં બાળકોની પાછળ એટલું બધું ખર્ચવું પડે તે પણ વધારે પડતું જ ગણાય વગેરે.

હવે આપણે આ પ્રશ્નોને એક પછી એક વિચારીએ.

દેશની ગરીબીના પ્રશ્નને છેલ્લો હાથમાં લઈશું. બીજી શાળાઓ સાથે સરખાવતાં આ પદ્ધતિનું ખર્ચ શું વધારે ગણાય ?

આપણે ત્યાં બે ત્રણ જાતની શાળાઓ છે: કિન્ડરગાર્ટન, સરકારી દરબારી અને ધૂડી શાળાઓ.

કિન્ડરગાર્ટન શાળા સાથે સરખાવતાં મોન્ટીસોરી

શાળાનો ખર્ચ ઓછો છે. કિન્ડરગાર્ટન શાળામાં બક્ષીસોનું સાહિત્ય વસાવવું પડે છે. મોન્ટીસોરી શાળામાં ઉપર કહ્યું તેટલું સાહિત્ય એક વાર વસાવ્યા પછી ઘણો જ લાંબો વખત ચાલે છે. એ સાહિત્ય લાકડાનું હોઈ જલદી ભાંગી તૂટી જતું નથી ને વરસે છ માસે પૉલીશ કરાવીએ એટલે બધું નવું નકોર થઈ રહે છે. વળી મોન્ટીસોરી પદ્ધતિમાં બાળકોની તાલીમ જ એવા પ્રકારની અપેક્ષ્ય છે કે તેને લીધે સાહિત્યોની પ્રત્યે પણ બાળકો આદરથી જ જોવાનાં ને તેથી તેની સાચવણ ખૂબ વધવાની. મોન્ટીસોરી શાળા જો સાચી હોય તો ગમે તેવી કિંમતી અને જલદી ભાંગીતૂટી જાય એવી વસ્તુઓ પણ એક વાર વસાવ્યા પછી તે કાયમની સમૃદ્ધિ થઇ રહેવાની. બાળકને તે કેવી રીતે સાચવવી તેનું ઈંદ્રિયોના યોગ્ય વિકાસને લીધે સહજ ભાન આવે છે. મોન્ટીસોરી પદ્ધતિનું સંસ્કારી બાળક મંદિરનાં સાહિત્યો, મકાન, ઉપસ્કર વગેરેને ખૂબ સન્માનવાનું અને કાળજીથી વાપરવાનું. એ તો ઠીક પણ મોન્ટીસોરી પદ્ધતિમાં વ્યક્તિવિકાસ પ્રમુખ છે. વ્યક્તિગત શિક્ષણ નથી પણ દરેક વ્યક્તિ પોતાનો વિકાસ પોતાની રુચિ પ્રમાણે યથાકાળે કરી લે તેવી છૂટ છે. આથી એકી સાથે જેટલાં બાળકો તેટલાં સાહિત્યોની કદિ જરૂર પડતી નથી. સાહિત્યોની એક જોડ કે બહુ બહુ તો બે જોડ ત્રીસ ચાળીશના વર્ગ

માટે બસ છે. ઝીણી ઝીણી ઘણી પ્રવૃત્તિઓના માર્ગો કુશળ શિક્ષક બાળકો માટે ઉઘાડા કરી શકે છે. એક નાની સરખી સૂપડી કે સાવરણી બાળકનું મોટું કિંમતી સાહિત્ય છે. નાનો સરખો લુગડાંનો કટકો તેને સંકેલવાના કામમાં ઘણો વખત રોકી શકે છે. ચાલવું, બેસવું, ઉઠવું, કાચમાં જોવું, સાંભળવું, બોલવું એ બધાં બાળકોનાં નાનાં નાનાં કામો છે, અને આ બધાંને મોન્ટીસોરી શાળામાં યોગ્ય સ્થાન છે તેથી બધાં એકએક વિકાસક સાહિત્ય છે. આ તો જાણે કે સ્થૂળ દૃષ્ટિએ વિચાર થયો. થોડાં જ સાધનોથી બધાં બાળકો શીખે એની પાછળ કુટુંબભાવનાની વિશાળતાનો સમર્થ આદર્શ છે; એની પાછળ ક્રિયાશક્તિના ખરા વિકાસની યોજના છે; ધીરજ અને બીજાનું સન્માન રાખવાના ગુણોની સામાજિક કેળવણીની રચના વણાએલી છે. સૌની માલીકી અને સૌને ઉપયોગ કરવાનો અધિકાર, સૌ ભેગા અને સૌ એકબીજાને માટે રાહ જુએ, એ વસ્તુ સાધનની અલ્પતામાંથી કેટલી બધી સુંદર રીતે જન્મે છે તે મોન્ટીસોરી શાળામાં શીખવું જોઇએ. સાધનની અલ્પતા એ એક કેળવણી વિષયક ગુણ છે. એને લીધે ઓછો ખર્ચ થાય છે એ તો એક અવાન્તર લાભ છે.

મોન્ટીસોરી શાળાનાં સાહિત્યો શાળા સાથે જ

જોડાએલાં છે. બાળકોને ઘેરથી કશું લાવવાનું હોય જ નહિ. અનેક બાળકો પસાર થઇને–ભણીને– આગળ ચાલ્યાં જાય છતાં એનાં એ જ સાધનો નવાં આવનારાં બાળકો માટે તો ત્યાં પડયાં જ છે. પ્રત્યેક બાળકનો વ્યક્તિગત ખર્ચ મોન્ટીસોરી શાળા કાયમને માટે બચાવી દે છે. જેમ મકાન એક સ્થાયી ધન છે તેમ જ લાકડાનાં સાહિત્યો પણ સ્થાયી ધન ગણી શકાય. આ રીતે એ ગમે તેટલાં મોંઘાં હોય તો પણ તે વર્ષો સુધી ચાલવાનાં છે, એ દૃષ્ટિએ સાવ સોંઘાં જ થઇ જાય છે. બસો બાળકોએ જે ઘનો અને દટ્ટાઓ વાપર્યા તે જ હજી બાલમંદિરમાં ત્યાં ને ત્યાં જ મકાન સાથે પડેલા છે.

હવે આપણે કિન્ડરગાર્ટન શાળામાં ડોકીયું કરીએ. ત્યાં એક જાતનું સમૂહશિક્ષણ પ્રવર્તે છે. શિક્ષક પોતાની પાસે એક બક્ષીસ લઈને બેઠો છે. શિક્ષક જેમ કરે છે તેમ બાળક કરે છે. શિક્ષક ગાય છે તેમ તે ગાય છે. અહીં બાળક દીઠ એકએક સાધનની જરૂર પડે છે તેથી કિન્ડરગાર્ટન શાળા જો સાચેસાચ ચલવવી હોય અને બક્ષીસોનો કબાટમાં રાખી નામનો ડોળ ન રાખવો હોય તો દરેક બાળક દીઠ એકએક બક્ષીસનો ખર્ચ કરવો જ જોઈએ. જ્યાં મોન્ટીસોરી શાળામાં એક સાધને ચાલે ત્યાં કિન્ડરગાર્ટન શાળામાં જેટલાં બાળકો તેટલાં સાધનો જોઇએ.

કિન્ડરગાર્ટન શાળાનાં સાહિત્યોની બીજી અયોગ્યતા વગેરેથી તેની નિરર્થક વધી જતી કિંમત વિષે પણ બોલી શકીએ. પણ અહીં તે છોડી દઇએ.

હવે રહી આપણી સરકારી–દરબારી નિશાળો. ખરેખર એને હિસાબે મોન્ટીસોરી શાળા ખૂબ ખર્ચાળ દેખાય જ, દેખાશે જ, દેખાવી જોઇએ. એને શાળા કહેવી પડે છે ને એની સરખામણીમાં ઉતરવું પડે છે, એમાં જ દુઃખ અને શરમ બન્ને છે. કેળવણી ખાતું એટલે છેલ્લું ખાતું અને તેમાંય બાળકેળવણી એટલે તો છેલ્લે પગથિયે. એની દરિદ્રતા વિષે લખવામાં ઉદારતા ન શોભે. ઘોડાને ઉછેરવાના તબેલા અને ગાયો ભેંસોને રાખવાનાં કોઢિયાં માટે કાળજી હોય છે પણ શાળાના મકાન માટે કાળજી નથી હોતી. ઢોરોના પોષણ માટે વિચાર કરવાનો હોય છે પણ બાળકોને માટે નથી હોતો. આવી શાળાઓમાં એક પાઈ બેસે તોય ઠીક અને ન બેસે તોય ઠીક. એવું સસ્તાપણું શા કામનું? નાખી દેવાની વસ્તુ સસ્તી હોય તોય શું અને ન હોય તોય શું? વેપારીના સ્થૂળ આંકડા એટલે કે રૂપિયા, આના, પાઈના હિસાબે જ મોન્ટીસોરી પદ્ધતિનું ખર્ચાળ; ન ખર્ચાળપણું નક્કી કરવા બેસીએ તો ભૂલ ખાઈ જઈએ. કોઈ પણ બાબતમાં ખર્ચાળપણાનો જવાબ આંકડા કરતાં ગુણ ઉપર રહે છે. વસ્તુની સ્વતઃ

કિંમત કેટલી છે, બીજી વસ્તુઓ સાથે સરખાવતાં એનું મૂલ્ય કેટલું છે ને પરિણામે વધારે લાભદાયી અને તેથી વધારે ઓછી ખર્ચાળ વસ્તુ કયી છે તે પણ વિચારવાનું રહે જ છે. તરતમાં સસ્તી પડનારી વસ્તુઓ આખરે મોંઘી પડે છે તેનો આપણને વ્યવહારમાં પુષ્કળ અનુભવ છે. રૂપાના ઘણા દાગીના થોડા પૈસામાં થાય છે, દેખાવ સારો થાય છે, ઠઠારો ઠીક લાગે છે, પરંતુ પૂરો પાધરો લોકોની નજરે ન ચડે એવા આંગળીની વીંટી ઉપરના એક હીરાની કિંમતમાંથી ઢગલાબંધ રૂપાનાં ઘરેણાં થઈ શકે છે એ પણ આપણે જાણીએ છીએ. અર્થાત્ તત્ત્વથી શું કિંમતી છે અને વ્યવહારથી શું કિંમતી છે તેનો વિવેક પણ આપણે કરવો જોઇએ. આખરે તો જે તત્ત્વથી કિંમતી છે તે જ વ્યવહારમાં પણ કિંમતી માલુમ પડયા વિના રહેતું નથી. મોન્ટીસોરી પદ્ધતિને પણ આપણે તુલનાથી અને તત્ત્વથી કસોટીએ ચડાવવી જોઈશે. અસત્ય કે અર્ધું સત્યની કિંમત કદાચ એક કોડી બેસતી હોય ને સત્યની કિંમત આખી જીંદગીનું મૂલ્ય આપવું પડતું હોય તો જેમ આપીએ છીએ તેમ જો તત્ત્વથી તે પદ્ધતિ કેળવણીના કાર્યમાં ઉચ્ચ માલુમ પડે તો આપણે આપણું બધું ધન તેની પાછળ ખર્ચવું જોઇએ.

કિન્ડરગાર્ટન સાહિત્યના વપરાશમાં જે માનસિક

નુકસાન થાય છે તેની ખોટ તો એટલી ગણાય કે તેની આગળ મોન્ટીસોરી પદ્ધતિનાં સાધનો સોનાનાં બનાવીએ તો પણ તે મોંઘાં ન લેખાય. કિન્ડરગાર્ટન પદ્ધતિ સસ્તી નથી, પણ ધારો કે તે ખરેખર સસ્તી છે તો પણ તેની રીતથી જો બાળક પરપ્રત્યયનેય બુદ્ધિ થઇ જાય તો તે પદ્ધતિ શા કામની? શિક્ષક કહે તે પ્રમાણે કરવાનું એમાં શોધ ક્યાં? એમાં બુદ્ધિશક્તિ અને ક્રિયાશક્તિનો સ્વયં અને સ્વતંત્ર વપરાશ ક્યાં? એમાં બાળકે જાણ્યું પણ ઉપજાવ્યું શું? મોન્ટીસોરી સાહિત્યો જ એવાં છે કે એમાં શિક્ષકનું કામ ન પડે. તે સ્વયંશિક્ષણ પ્રેરે છે ને સ્વયં ભૂલ સુધારે છે. તેમાં જ તેની કિંમત અમૂલ્ય છે. માણસને પોતાની જાતે વિકાસ કરવાની રજા અને પ્રબંધ બન્ને કરી આપે તે પદ્ધતિની કિંમત કેટલી ગણવી? પદ્ધતિની કિંમત વિકાસને માર્ગે લઇ જવાની વધારે સારી શક્તિથી માપવાની હોય તો મોન્ટીસોરી પદ્ધતિ માટે વધારે કિંમત ભરવી પડશે. દૃષ્ટાને માટે પૈસા ખર્ચવા એ કિંમત તો સ્થૂળ છે. શ્રદ્ધા મેળવવી, એ પદ્ધતિ પાછળ શ્રમ ઉઠાવવો. અને એ પદ્ધતિથી ઉછેરાતાં બાળકોને સ્વાતંત્ર્યનું અભયદાન આપવું એ કિંમત ખરી રીતે તો આકરી છે. પણ તે પણ સૌ આપશે જ. મનુષ્યજીવનની જેને કિંમત હશે તે જ તે કિંમત આપશે. ભાવિની જેને ચિંતા હશે તે જ તેનું

મૂલ્ય આંકશે. મનુષ્યઉદ્ધાર જેને પ્રિય હશે તે જ તેને માટે સર્વ સમર્પણ ધન આપશે. સરકારી દરબારી શાળાઓ તો ઘણી જ મોંઘી છે. વિકાસને વિરોધક જે બધું આ શાળાઓમાં શિક્ષણને નામે ચાલી રહ્યું છે તેને ઉધાર બાજુએ મૂકીએ તો જીવનના હિસાબે તે બહુ મોંઘી પડે છે કારણકે ત્યાં જીવનના અત્યંત કિંમતી સમયનો દુરુપયોગ થાય છે. આવી શાળાઓમાં બાળકોને મૂકવાથી આપણે તેમની સર્વ શક્તિઓના હ્રાસની ગોઠવણ કરીએ છીએ; અને તે દ્વારા બાલજીવનરૂપી મોટામાં મોટી કિંમત ભરીએ છીએ. આ તો વધારે પડતી તાત્ત્વિક વાત થઈ. કોઇને કદાચ એમાં અતિશયોક્તિ લાગે. છતાં આ વાતનું સત્ય તપાસવા મોન્ટીસોરી શાળા અને આ શાળાઓને જોવાની ભલામણ કર્યા વિના નથી રહેવાતું. પણ એ વાત જવા દઇએ.

પ્રાથમિક શાળાઓ પાયાની શાળાઓ છે. શિક્ષણનું મંદિર એના ઉપર ઉભું રાખવાનું છે. આજે કોલેજો કહે છે માધ્યમિક શાળાનું કામ કાચું છે, માટે અમારૂં કામ સારૂં થતું નથી; માધ્યમિક શાળાઓ પ્રાથમિક શાળાઓનો દોષ કાઢે છે; પ્રાથમિક શાળામાં નીચલાં ધોરણોનો દોષ કાઢતાં કાઢતાં છેક બાળવર્ગ સુધી પહોંચવામાં આવે છે.

આખી પદ્ધતિ ખોટી ને ઉલટી. પરિણામે પહેલેથી

કાચું અને અવળું શિક્ષણ. એને સુધારવા ઉપરની શાળા ફાંફાં મારે. એમ ને એમ વિદ્યાર્થી ધોરણ ઉપર ધોરણ ચડતો જાય, પરંતુ ભણતરની મુશ્કેલી વધતી જ જાય. જેમ જેમ તેને પોતાની બુદ્ધિની, સાચી ક્રિયાશક્તિ ને કલ્પનાશક્તિની જરૂર પડે તેમ તેમ તે કાં તો ગોખી-ગોખીને કંતાતો જાય અથવા અભ્યાસ છોડીને ભાગે. પછી મહાવિદ્યાલયો માટે ભારે વિદ્વાન અને પ્રખર બુદ્ધિશાળી શિક્ષકોને રાખવામાં આવે. તેઓ બુદ્ધિશાળી રહ્યા, એટલે શીખનારા હોંશિયાર થઈ જશે એમ માની શીખનારના મગજ ઉપર વ્યાખ્યાનોનો ભાર ભરાય. આખરે માનસિક અજીર્ણ થાય ને જ્યારે માણસ ભણી-ગણીને બહાર પડે ત્યારે દુનિયામાં કોડીની કિંમતનો લેખાય. પાયા રાખના પૂરી તેના ઉપર કિંમતી સંગેમર-મરનું મકાન ચણવા જેવું આજના શિક્ષણનું સાહસ છે. આને બદલે પ્રાથમિક શાળા સુધારે, યોગ્ય પદ્ધતિને દાખલ કરી ત્યાં જ જોઈતો ખર્ચ કરે, તો કોલેજોના ખોટા ખર્ચો બંધ પડે. માણસને સ્વયંશિક્ષણ લેતો કરવામાં આવે તો રાતદહાડો ઉજાગરો કરીને તૈયાર થનારા પ્રોફેસરો પણ બચે અને જ્ઞાનભારે લદાઈ મરતો વિદ્યાર્થી પણ બચે. જ્ઞાન માટે તો આખું જગત ખૂલ્લું છે. તે માટે નિર્મળ બુદ્ધિ અને યથાશક્તિ વગેરે શક્તિનાં સાબુત હથિયારો જોઈએ. એ જો પહેલેથી આપીએ તો ભવિષ્યની દુનિયા ઉપર ભારે ઉપકાર કર્યો કહેવાય,

આજના માણસને બચાવ્યો કહેવાય અને આપણે પુણ્યકાર્ય કર્યું કહેવાય. આજના ભણતરમાં પાઠ્યપુસ્તકો ને નોટોનો, માસ્તરોનો વગેરે વગેરે જે ખર્ચ વધતો જાય છે તે બધો ખર્ચ એકઠો કરી જો સારી મોન્ટીસોરી શાળાઓ સ્થાપીએ તો તેમાંના ઘણાં થોડાં દ્રવ્યે ઘણી શાળાઓ ચાલે. માબાપને જે વ્યક્તિગત ખર્ચ કરવો પડે છે તેમાંથી તે બચે; રાજ્યને કેળવણી આપવા top-heavy ખાતાઓ ચલાવવાં પડે છે તેમાંથી તે બચે અને સર્વ સારાં વાનાં થાય.

મોન્ટીસોરી પદ્ધતિનો એવો દાવો હોય અને તે સાચો હોય કે તે બાળકને જ્ઞાન ખોળવાનાં ગૂઢ રહસ્યોથી પરિચિત કરે છે, તેને પોતાની ઉત્કૃષ્ટ દશાએ પહોંચવાનો માર્ગ ઉઘાડી આપે છે; અને તે પણ શિક્ષકના અન્તરાય અને સીધા શિક્ષણ વિના, તો પછી એ કારણે પણ કબુલ કરવું પડે કે આ પદ્ધતિ એકન્દરે ખર્ચાળ નથી પણ ઘણી ઓછી ખર્ચાળ છે.

સવાલ સાદી સમજણનો છે. રોજ પડી જાય ને રોજ ચણવું પડે તેવું મકાન બાંધ્યા કરવું એ ઠીક છે કે કાળના અંત સુધી ચાલે તેવો તાજમહાલ બાંધવો ઠીક છે ? જેની અસર ન થાય કે થોડી થાય એવા દવાઓના મોટા મોટા બાટલાઓની શોભા ઠીક છે કે રામબાણ ઉપાય જેવી નાની એવી પણ કિંમતી ગોળી રાખવી ઠીક છે? માત્ર ઘણાં બધાં હથિયારોની

હથિયારશાળા ઠીક છે કે હથિયારબંધ શૂરવીર સિપાઇઓનું સૈન્ય ઠીક છે ? જે પદ્ધતિ વધારેમાં વધારે સારી રીતે કેળવણીનો ઉદ્દેશ સફળ કરે તેની પાછળ પૈસા ખર્ચવા ઠીક છે કે જે નિષ્ફળ કરે તેની પાછળ ખર્ચવા ઠીક છે?

આ બધું જોતાં લાગે છે કે મોન્ટીસોરી પદ્ધતિ ખર્ચાળ નથી છતાં તેનો જે કંઇ અલ્પ ખર્ચ છે તે શિક્ષણના પરિણામની દષ્ટિએ કંઇ નહિ જેવો જ ગણાય ને તેથી ખરે હિસાબે તે મોંઘી નથી.

હવે વિચાર કરવાનો છે તે દેશની ગરીબીનો છે.

આપણો દેશ ગરીબ છે એ વાત સાચી છે પરંતુ તેથી બાળકોની કેળવણી પાછળ પૈસા ખર્ચવા માટે તે સાવ અશક્ત છે એમ કહેવું એ તો કેળવણીની ઉપયોગિતા અને કિંમત ન સમજવા કે ન સ્વીકારવા બરોબર છે. અથવા કેળવણી ન આપવાનો વિચાર જૂદી રીતે મૂકવા જેવું છે. રાયથી તે રંક સુધીના બધા માણસો આજે જે જાતજાતનો ખર્ચ કરી રહેલ છે તે ખર્ચ ગરીબીને શોભે તેવો છે ખરો ? તે ખર્ચ કરીને ગરીબીને વધાર્યા પછી કેળવણી આપતી વખતે ગરીબ છીએ એમ કહેવું શરમાવનારૂં નથી ? રાજાઓના ખોટા વિલાસો પાછળ ખર્ચાતા લાખો રૂપિયામાંથી સારામાં સારી શિક્ષણ સંસ્થાઓ ચાલી શકે. એક તરફથી ખોટા રીતરિવાજોને લીધે પૈસા ખર્ચાઇ રહ્યા છે, બીજી તરફથી ધર્મને નામે

પૈસાનો દુર્વ્યય થઈ રહ્યો છે, ત્રીજી તરફથી વહેમો અને અજ્ઞાનને કારણે લોકો પૈસા ગુમાવી રહ્યા છે અને ચોથી તરફથી સત્તા વગેરે શક્તિઓથી પ્રજા નીચોવાઇ રહી છે. આ બધા અપવ્યયને કેળવણી તરફ વાળવો જોઇએ. આવો અપવ્યય જ્યાં ચાલી રહ્યો હોય ત્યાં કેળવણી પ્રત્યે પ્રેમ નથી એમ કબુલ કરવું એમાં વધારે સત્ય છે.

જો દેશ ખરેખર ગરીબ જ છે, એ ગરીબીથી દેશને અસંતોષ છે ને એ ગરીબી તેને ભૂષણ રૂપ નથી લાગતી, તો દેશે તેમાંથી નીકળ્યે જ છૂટકો. મુક્તિનો ઉપાય કેળવણી છે. બીજા દેશોની હરિફાઇમાં નહિ પરંતુ જીવન ટકે અને સુખી થાય એટલી સમૃદ્ધિ મેળવવા માટે દેશે બીજા દેશો જેવું બુદ્ધિબળ અને ક્રિયાશક્તિ કેળવવી જોઇએ. દેશના સાદાઇના આદર્શમાં ગરીબી કે દરિદ્રતાને અવકાશ ન જ હોઇ શકે.

આ બધું કેળવણીની ક્રિયાથી મેળવી શકાય. જે કેળવણી આપણને આર્થિક રીતે સ્વતંત્ર કરે તેની પાછળ દેવું કરીને પણ અત્યારે તો દ્રવ્ય ખર્ચવું જ ઘટે. અત્યાર સુધીની કેળવણીએ આપણને ઉદ્યોગી માણસો, શોધકો કે પોતાના બળ ઉપર ઉભા રહી જાતે પેટ ભરે તેવા માણસો આપવાને બદલે કારકૂનો, પેટ માટે જ્ઞાનને વેચે છતાં ભૂખ્યા રહેવું પડે તેવા માણસો અને કોઇ પણ જાતનું કામ બજાવવા કેવળ

અનાદરવાળા માણસો પેદા કર્યા છે. આર્થિક ઉ કરવાની એમની શક્તિ જ મરી જાય છે. એમના હાથ પગ અને સાથે મગજ ચલાવવા જે તાકાદ જ રહી નથી હોતી. આવી કેળવણી પા ખોટી પદ્ધતિ પડેલી છે; કેળવણીનો ખોટો અ પડેલો છે. આદર્શ અને પદ્ધતિને ફેરવી નાખ હરકોઇ શિક્ષણ પદ્ધતિની પાછળ ગરીબાઈ મટ માટે જ દ્રવ્ય ખર્ચવું એ આપણી મોટામાં મોટી ફરજ છે. આ ફરજ પોતાના તરફ છે, તે કરતાં ભાવિ પેઢી તરફ વધારે છે. ભાવિનું સુકાન જ્યાં સુધી આપણે લઇને બેઠા છીએ ત્યાં સુધી તેની જવાબદારી આપણે શિર છે. આપણી ગરીબીના વારસામાંથી તો તેને બચાવીએ જ.

સ્થૂળ ગરીબાઇથી આપણે પીડાઇએ છીએ તેના કરતાં આપણી શક્તિઓની ગરીબીથી આપણે વધારે પીડાઈ રહ્યા છીએ. વહેમો આપણે ત્યાં છે; ધર્મજડતા અને અંધતા આપણે ત્યાં છે; ગુલામી વૃત્તિ આપણે ત્યાં છે; આલસ્ય અને શેખચલ્લીપણું આપણે ત્યાં છે; પરધર્મ અને પરરાજ્ય ટકી રહે તેટલી અશક્તિ પણ આપણે ત્યાં જ છે; અંત્યજો, જ્ઞાતિઓ, મૃત્યુ પાછળ પણ મીઠું ખાવાના રિવાજો વગેરે આપણને શોભાવે છે. બીન કેળવાએલ કે ઓછું કેળવાએલ અને ગુલામી માનસની સર્વ સમૃદ્ધિઓએ આપણે

ના કરી વાસ કર્યો છે. આથી તો જીવનના લગભગ ક્ષેત્રોમાં આપણે નિસ્તેજ અને નિર્વીર્ય જેવા છીએ. કર્મ કરવાની શક્તિ ગુમાવવાની સાથે ી વાતોમાં મુક્તિ અને ગરીબીમાં સાદાઈનું માનવાનો ભ્રમ આવ્યો છે. પણ આ બધાનો કેળવણી જ હોઈ શકે. તમસમાંથી જ્યોતિમાં, ાંથી પ્રવૃત્તિમાં, પરાધીનતામાંથી સ્વાધીનતામાં માગતા હોઇએ તો તેવી શક્તિ આપે એવી ણીનું શરણ લેવું જોઇએ અને અત્યારની ણીને ધક્કો મારવો જોઇએ. મોન્ટીસોરી પદ્ધતિની ૨ક કિંમત જો ખરેખર યોગ્ય લાગતી હોય તો . તેનો ખર્ચ આ સ્થિતિએ સાવ મામુલી જ ાવો જોઇએ.

આપણે અનેક રીતે ગરીબ છીએ તેથી તો આપણી જવાબદારી વધે છે. માબાપને ઘરમાં ખાવા ન મળતું હોય તો પેટમાંથી કાઢીને પણ તે છોકરાંને ખવરાવે છે ને તેમને જીવતાં રાખે છે; કારણકે બાળકો ભાવિનો આધાર છે. ભલે આપણે અત્યંત ગરીબ હોઇએ તો પણ એક વાર તો ભવિષ્ય સુધારવા માટે આપણે આપણાં બધાં સુખોને છોડી તે પાછળ ખર્ચાતા દ્રવ્યને બચાવી તેને કેળવણીમાં જ રોકીએ. બાળક આપણી મોટામાં મોટી મૂડી છે. એ વિચાર સામે રાખીએ તો આપણી આડે ગરીબીની દલીલ નહિ જ આવે.

ખરી વાત એમ છે કે આપણી દૃષ્ટિ જ ટૂંકી છે. બાળકો માટે દાગીના ને કપડાંનો ખર્ચ કર આપણે કદિ ગરીબ નથી હોતા; તેને પરણાવવા મ લખલૂટ ખર્ચ કરી નાખીએ છીએ; તેને ર૦ ખપાવવા ઘણો પૈસો ખર્ચીએ છીએ; તેને ભણાવવા ટ્યૂશનોમાં પૈસા ખર્ચીએ છીએ; ઠેકાણે પાડવા લાંચ રૂશ્વતમાં પણ પૈસા બગ છીએ; આ બધા ખર્ચો આપણે આપણી પ્રજા મા કરીએ છીએ. આ ખર્ચો ખોટે માર્ગે છે. માંદા માણ સાજો કરવા કરેલો ખર્ચ જો તેને તન્દુરસ્ત રાખવા માટે જ કર્યો હોય તો અર્ધે ખર્ચે પતે અને માંધી માંદગીમાંથી બચે તે જૂદું. એમ પાછળથી નિષ્ફળ ગએલ મનુષ્યને સફળ કરવા પૈસા ખરચવા થી કરતાં સફળતાનું શિક્ષણ મળે તેમાં પૈસા ખર્ચવા સાચું અર્થશાસ્ત્ર છે.

ગરીબ હોવાથી જ ગરીબીમાંથી બચવા મ છેલ્લી પાઈ ખરચીને આપણે સારામાં સારી પદ્ધતિ શિક્ષણ આપવાનો આગ્રહ રાખીશું તો કોઈ પણ ખર્ચાળ પદ્ધતિ પણ આખરે સસ્તી જ નીકળ કારણકે તે કલ્યાણદાયી થશે.

---